

આદિવાસી બાળકોનું બાલપત્ર

માર્ચ - એપ્રિલ ૨૦૦૭
અંક : ૧૫

**સંપાદક**
વિક્રમ ચૌધરી
સુરમલ વહોનિયા

**પરામર્શક**
ભગવાનદાસ પટેલ
ચામુલાલ રાઠવા
કાનજી પટેલ
ડાહ્યાભાઈ વાઢુ

**કળા સંયોજન**
દેસીંગ રાઠવા

**મુદ્રણ સંયોજન**
નીરજ કેંગે

**પ્રકાશક**
ભાષા સંશોધન-પ્રકાશન કેન્દ્ર
૬૨, શ્રીનાથધામ સોસાયટી, દિનેશ મિલ પાસે,
વડોદરા ૩૯૦ ૦૦૭
ફોન નં. : ૦૨૬૫- ૨૩૩૧૯૬૮

## અનુક્રમણિકા



'બોલ' ના વાચકમિત્રોને વિનંતી છે કે 'બોલ'માં સમાવાયેલ વિષયોને અનુરૂપ જો કોઈ લખાણ તમારી પાસે હોય અથવા આપને લખવાની ઈચ્છા હોય તો તે લખી નીચેના સરનામે મોકલશો.

સંપાદકશ્રી, 'બોલ'
૧૫, કે કે પાર્ક, પટેલ નગર પાસે, શાસ્ત્રી રોડ, બારડોલી
ફોન નં. : ૦૨૬૨૨ - ૨૨૩૩૯૪

# સંપાદકીય



બાળમિત્રો,

જંગલ અને ડુંગરોની વચ્ચે કુદરતના સુંદર વાતાવરણમાં આપણે રહીએ છીએ. ચોખ્ખી હવા અને પાણી અને તાજા શાકભાજીની સાથે કુદરતના ખોળામાં રહેવાનું સદ્ ભાગ્ય આપણને મળ્યું છે. એને જોવા ને માણવા ઘણા લોકો તત્પર હોય છે.

એક દિવસે મારા દોસ્તોએ મને જંગલમાં ફરવા લઈ જવાનં કહ્યં ને હં દોસ્તોને લઈ ગયો.





ડાંગના સુંદર જંગલમાં અને ફરવા ગયા. જુદા જુદા પક્ષીઓ, પ્રાણીઓ, મોટા મોટા ઝાડો, ફૂલો, જુદાજુદા રંગ અને આકારના અનેક પતંગિયા, ઉંચા ઉંચા ડુંગરો, ઉચેથી પડતો ધોધ અને ખળ ખળ વહેતા ઝરણાઓ જોવાની મઝા આવી ગઈ. તેમણે તો આ સુંદરતાને પહેલી વખત જોઈ. ખૂબ ખુશ થઈ ગયા. ગામડાના લોકોનું જ્ઞાન તો અદ્ભૂત હતું. એનો અનુભવ પણ અમને થયો. અનાજને તેઓ દેવ માને છે. જરા પણ અનાજ બગાડતા નથી. સાથે એને સાચવવાની પધ્ધતિ જુદી કોઠીમાં અનાજ ભરે જે લાંબા સમય સુધી બગડે નહીં. સ્વબળે જીવે ને આનંદમાં રહે.

ફરતાં ફરતાં સાંજ થવા આવી હતી. ખૂબ ખુશ થઈ ગયેલા મારા મિત્રોને મેં કહ્યું એક દિવસ અહીં રોકાઈ જઈએ. બહુ મજા આવશે. મારા આ શબ્દો સાંભળતાં જ મારા એક મિત્રે જવાબ આપ્યો અહીં તો કેવી રીતે રહેવાય. સાંજે સાપ- સાપોલિયા, જંગલી પ્રાણીઓ આવે. ત્યારે મેં કહ્યું અહીં રહેનારા લોકો આખી જિંદગી જયાં આનંદથી પસાર કરે છે એમને કંઈ થતુ નથી તો આપણે તો એક દિવસ રોકાવાની વાત કરીએ છીએ. તો પણ મારા મિત્રો ન રોકાયા. રાત્રીનો અદ્ભૂત માહોલ માણવાથી તેઓ આજે પણ વંચિત રહી ગયા છે. ગામડામાં રહી જીવન જીવવાની મઝા તેઓ કયાંથી માણી શકે.

પ્રાણીઓ સામાન્ય રીતે માણસ પર હુમલો કરતા નથી. માણસ તેઓને છંછેડે અથવા હેરાન કરે ત્યારે જ સ્વબચાવમાં તેઓ હુમલો કરતા હોય છે. જંગલમાંથી શહેરમાં આવી જતા પ્રાણીઓને મારી નાખવાના ઘણા કિસ્સાઓ જોવા મળે છે. તેમને આપણે કંઈ ન કરીએ તો તેઓ આપમેળે ફરી જંગલમાં જતા રહે છે. પરંતુ ભયના માર્યા આપણે તેને મારવા દોરવાઈ જઈએ. બાળ મિત્રો આપણે જે ભય વિના જીવીએ છીએ એ પણ આપણું જ્ઞાન ન હોય તો સતત ભયમાં જીવવું પડે. ☺☺

**સૌ બાળ મિત્રો, શિક્ષક મિત્રો, વડીલો વાચકોને મારી વિનંતિ કે બોલમાં સમાવી શકાય એવી વાર્તા, ગીતો, ઉખાણા, જોડકણા, તમારી શાળામાં બાળકોને પ્રેરણા મળે એવા કાર્યક્રમોની માહિતી કે બાળકોના સામાન્ય જ્ઞાનમાં વધારો થાય એવી જ્ઞાન-ગમ્મત સાથેની ઉપયોગી માહિતી મોકલવા વિનંતી.**





# કુંકણા રામકથા



દરમિયાન એક દિવસ લક્ષ્મણ નદીનું પાણી પશુની જેમ સીધું મોઢુ માંડી પીતો હતો ત્યારે જમીનમાંથી જાત જાતના વાજિંત્રોનો અવાજ સંભળાવા લાગ્યો. લક્ષ્મણ પછી પાણી પીવાનો વારો રામનો હતો. રામે પણ લક્ષ્મણની જેમ જ પાણી પીવાનો પ્રયત્ન કર્યો- પણ લક્ષ્મણે ના કહી પણ રામે મોઢું માંડીને જ પાણી પીધું એને પણ વાજિંત્રો વાગે છે એટલે કોઈ ઉત્સવ હશે ત્યાં ઘણા સમય પછી અન્ન ખાવા મળશે આપણે ત્યાં જઈએ. લક્ષ્મણ કહે એટલે જ હું તમને મોઢુ માંડી પાણી પીવાનું ના કહેતો હતો. હવે ત્યાં જવું જ પડશે.

રામ લક્ષ્મણ વાજિંત્રોની અવાજની દિશા તરફ જવા લાગ્યા.

એ ઉત્સવ સીતાના સ્વયંવરનો હતો.

રાજા દશરથના સવા ખંડના ધનુષ અને અઢીમણનું બાણ સ્વયંવર સ્થળે મુકવામાં આવ્યું હતું. મેદાનની વચ્ચે એક મોટો કઢો હતો. તેમાં તેલ ઉકળતું હતું. કઢાની બરોબર વચમાં એક ઉચો થાંભલો હતો થાંભલાની ટોચે ગોળ ગોળ ફરતી માછલી હતી.

જે કોઈ પુરૂષ તેલ કાઢવા ઊભો રહી સવા ખંડના ધનુ, અને અઢીમણના શાહુગ્યા બાણ વડે થાંભલા ઉપર ફરતી માછલી વિંધે તેને





સીતા વરે-એવું રાજા દશરથે સીતાના બાળપણમાં નક્કી કરેલ હતું.

રાજા જનકે તમામ રાજાઓને નિમંત્રણ આપેલ હતું-પણ રાવણને નિમંત્રણ આપ્યુ ન હતું. સભા સ્થળે રાવણે આવીને બબાલ ઊભી કરી હતી-કે સૌથી પહેલા મચ્છવેધન એ જ કરશે-અને મચ્છવેધન કરતી વખતે એ સવાખંકડના ધનુષ નીચે દબાઈ ગયો. સો સૈનિકો મદદે આવ્યા તો પણ ધનુષ ન હટી શક્યું. રાવણ કાશી રામ, સીતારામ, સીતારામ, કાશીરામ કરવા લાગ્યો.

એજ ઘડીએ રામ-લક્ષ્મણ સ્વયંવર સ્થળે આવ્યા. લક્ષ્મણે રાવણને ધનુષ નીચે દ બાયેલો જોયો. લક્ષ્મણે જમણા પગના અંગુઠા વડે ધનુષનો એક છેડો દબાવી ધનુષ ઉચકી લીધું. રાવણ અપમાનીત થઈ નીચું મોઢું કરીને નાઠો.

સ્વયંવર સ્થળે નિરાશાનું મોઝુ છવાઈ ગયું. રાવણ જેવો મહા પ્રતાપી બળવીર જે ન કરી શક્યો તે કોણ કરશે ? લક્ષ્મણે પગના અંગુઠાથી ધનુષ દબાવી ધનુષ ઉઠાવીને આશાનું કિરણ પ્રગટાવ્યું. પણ લક્ષ્મણે, રામની અનુમતિથી મચ્છવેધન કર્યું. સીતા વરમાળા લઈને આવી ત્યારે લક્ષ્મણ કહે- હું રાજપુત્ર નથી. રાજપુત્ર રામ છે. તમે રામને વરો અને પછી રામસીતાનાં લગ્ન લેવાયાં. સુભનખા પુત્રનો વધ થયો એ વાતની લક્ષ્મણને ખબર ન પડી.

એજ દિવસે સુભનખા અમૃત ભોજન લઈને સાબ્રેસુરને જમાડવા આવી. એણે સાબ્રેસુર સતનો ઝુંડ કપાયેલ જોયો ? સુભનખા હચમચી ગઈ. પણ પરિસ્થિતિ સંભાળી લીધી. એણે ઝુંડની આજુબાજુ જોયું ત્યાં માણસનાં પગલા દેખાયા. પગલે પગલે લક્ષ્મણ પાસે ગઈ.

સુભનખાને રામસીતા લક્ષ્મણ દંડકવનમાં હાજરીની ખબર હતી. રાજપદ વંચિત રામ વિશે એ જાણતી હતી. લક્ષ્મણ અને સીતા વિશે પણ એને ખબર હતી. લક્ષ્મણના બળ વિશે પણ એ જાણતી હતી. લક્ષ્મણ સાથે બળથી નહી કળથી કામ લેવાનું હતું.

લક્ષ્મણ પાસે સુભનખા સોળ વર્ષની સુંદરી અને અઢાર વર્ષની અંબા જેવું રૂપ લઈને ગઈ. લક્ષ્મણને કહે- ત્યાં રામ સીતા સાથે મઝા કરે છે. આપણે પણ લગ્ન કરી લઈએ.



લક્ષ્મણ કહે- મને રામની આજ્ઞા નથી.






સુભનખા કહે હું આજ્ઞા લઈ આવું.

સુભનખા રામ પાસે ગઈ જઈને કહે,-મને લક્ષ્મણે તમારી રજા લેવા મોકલી છે.

રામે દિવ્યદ્રષ્ટિથી જોયું કે લક્ષ્મણના જીવનમાં કોઈ સ્ત્રી જ નથી. આ કોણ ? પછી એણે સુભનખા વિશે જાણ્યું એના ઈરાદા વિશે જાણ્યું, રામે લક્ષ્મણને ચેતવવા ચિઠ્ઠી સીતાને આપતા કહ્યું આ ચિઠ્ઠી સુભનખાની પીઠ પાછળ ચોળીને લગાડી દે. સુભનખા મારી વહુ થાય. જેઠની લખેલ ચિઠ્ઠીને એ અડી નહીં શકે. સીતાએ ચિઠ્ઠી સુભનખાની ચોળીને લગાડી દીધી. સુભનખા ખુશ થતી લક્ષ્મણ પાસે ગઈ.

લક્ષ્મણ તરફ પીઠ બતાવી કહ્યુ- જેઠે હા લખેલ છે.

લક્ષ્મણે ચિઠ્ઠી વાંચી સુભનખાની ગરદન કાપવા માટે એણે તલવાર વીંઝી. પણ એજ ઘડીએ સુભનખાની નજર પાછળ ગઈ. સુભનખા ચેતી ગઈ એ ઝટ, પીઠ પાછળ કમાન આકારે વળી ગઈ ગરદનના બદલે સુભનખાનું નાક કપાઈ ગયું. કપાયેલા નાકે સુભનખા જીવ બચાવી નાઠી. ☺☺





# કણબીઓ



એક કણબીનું કુટુંબ હતું. તેમાં એક જ છોકરો અને તેઓ બંને મા-બાપ એમ કરીને ત્રણ જ જણ હતા. પછી એવું બન્યું કે છોકરાની મા ગુજરી ગઇ. ત્યારે પહેલી પત્નીનો છોકરો નિશાળમાં ભણવા જતો હતો. તે છોકરાની સારી સેવા ચાકરી કરે તે માટે તેણે બીજી પત્ની કરી લીધી. પણ પેલા છોકરાને સારી રીતે બને જ નહિ. સારો આવકાર ન કરે. તેના બાપને કહે છે કે અ । છોકરાને મારી નાખ નહિ તો હું તને છોડીને મારે ઘેર જતી રહીશ. ત્યારે તેને છોકરાનો બાપ કહે છે, 'કંઈ નહિ હું એક દિવસ તેને મારી નાખીશ.' સાવકી મા પૂછે છે, 'તું તેને ક્યારે મારી નાખશે ?' પતિ કહે છે. 'તે તો ભણવા જાય છે તેને ભણતરમાંથી કેવી રીતે છોડાવી દેવાય ? બાપો (સાવકી-મા) બીજી પત્ની લઈ આવ્યો અને તરત ભણતરમાંથી છોડાવી દીધો એમ લોકો મને કહેશે તેના કરતાં રવિવારે ભણવા જતો નથી, રજા હોય છે. તે દિવસે હું આપણી વાડીમાં લઈ જઈશ અને તે દિવસે તેને હું મારી નાખીશ.'







બાપ તે છોકરાને વાડીમાં ફરવા માટે લઈ ગયો ત્યારે તેની સાવકી-મા પણ પાછળ પડી, અને દરેક વસ્તુ તે છોકરાને બતાવી. પેલો મોટો કુવો અને જે બધું દેખાય છે તે બધું તારુ જ છે. કુવામાં પાણી ન હતું. બાપ ને બેટો પેલા કુવાની પાળે બેઠા. છોકરાને ખબર નહોતી કે બાપ મને કુવામાં ગબડાવી પાડશે. પણ બાપાને ખબર કે છોકરાને કેવી રીતે કુવામાં મારી નાખું. બાપ ઊઠયોને પોતાના બેટાને તરત કુવામાં નાખી દીધો. છોકરો કહે છે, ‘બાપે મને મારી નાખવા માટે કુવામાં નાખી દીધો પણ હું મર્યો નહિ, જીવતો છું.’ તે જોઈને મને મારવા માટે બાપ અને સાવકી મા એક મોટો પથ્થર લેવા ગયાં. હટાવવા ગયા ત્યાં એક નાગ હતો. તેમણે બંનેને નાગે ડંખ માર્યો અને તેઓ બંને જણા તે જ જગ્યાએ મરી ગયાં.

ગામના લોકો કહે છે, ‘આજે કણબીને ત્યાં કોઈ જ દેખાતું નથી. ક્યાં ગયાં હશે ? વાડીએ ગયાં હશે કે સાવકી - મા નવી લાવ્યા છે તેને ત્યાં ગયાં કે શું ?’ કણબીનાં સગાંવહાલાં તેમની વાડીએ ગયાં તો તેની આજુબાજુ સાવકી-મા અને કણબી મરી ગયાં હતાં. અને છોકરાને શોધે છે પણ તે છોકરો તેમને મળતો જ નથી. છોકરો બૂમ પાડે છે પણ કોઈ તે સાંભળતું નથી. સગાંવહાલાંઓએ પોલીસને જાણ કરી કે બે જણા મરી ગયા છેં. શું થયું હોય છોકરો તો ત્યાં નથી. આ સાંભળીને તરત જ પોલીસ તેમની વાડીમાં તલાસી લેવા માટે ગયા. પોલીસોએ તેમને જોયા અને પૂછે છે. કે પેલાં બે જણ કેવી રીતે મરી ગયાં ? પોલીસો સગાંવહાલાંઓને પૂછે છે, ‘તમને છોકરુ હતું કે નહીં ? હોયતો છોકરો છોકરી ક્યાં ગયા તે અમને કહી દો.’ તેટલામાં એક પોલીસ કૂવો જોવા ગયો. ત્યારે તો તેમનો છોકરો કુવામાં હતો. તે પોલીસે (બીજા) બધા પોલીસોને બોલાવીને કહ્યુ. ‘કુવામાં કોઈ છે. આવજો રે.’ છોકરો ગભરાયેલો હતો. કંઈપણ બોલે જ નહિ. દોરડું નાખીને તેને બહાર કાઢવામાં આવ્યો. પછી છોકરાને પૂછવામાં આવ્યું કે તું કુવામાં કેવી રીતે પડી ગયો ? (મારો) બાપ, જયારથી સાવકી-મા રાખી ત્યારથી, મને મારવાનો વિચાર કરતો હતો. હવે મારવા માટે તેઓ મને અહીં લઈ આવેલાં. બાપ સાથે





અમે કૂવાને કાંઠે બેઠેલા. સારી સારી વાતોમાં મને પાડીને અચાનક જ મને કૂવામાં નાખી દીધો.

કૂવામાં પાણી ન હતું, હું મર્યો જ નહિ. તેથી મને મારી નાખવા માટે તેઓ (એક) પથ્થર લેવા ગયાં, પછી મારી પાસે આવ્યાં જ નહિ. તેઓ પેલી જગ્યાએ મરી ગયાં છે. પેલો પથ્થર હટાવી લો, તેની નીચે કંઈ છે કે તેમને ડંખ માર્યો હોય ? ત્યારે પોલીસો પેલા પથ્થરને હટાવે છે, તો તે પથ્થર નીચે એક નાગ હતો. તે નાગને પૂછે છે, 'તેઓ કેવી રીતે મરી ગયાં?' તે પોલીસોને નાગ કહે છે, 'તે કણબીનો એક જ છોકરો હતો અને તેવામાં તે (સાવકી-મા) બીજી પત્ની લઈ આવ્યો. સાવકી મા પેલા છોકરાને મારી નાખવાની પેરવીમાં હતી. તેથી બાપે તેને કૂવામાં નાખી દીધો. પણ છોકરો ન મર્યો. સાવકી મા મોટો પથ્થર હટાવવા કહે છે. તેથી તેઓ મોટો પથ્થર લેવા જાય છે. હું હતો તે જ પથ્થર તેઓ ઊંચકે છે. તેથી મેં તેમને ડંખ મારીને મારી નાખ્યાં.' એમ કહીને નાગ અદ્રશ્ય થઈ ગયો. છોકરો એકલો જ વાડીનો માલિક બનીને સારામાં સારું જીવન જીવવા લાગ્યો.

☺☺





# રંગ






ઘણા ગુંધ્યા ગામડા ગાંધીએ રે
ગામડાનો રંગ જાણવા રે.

રચ્યું ગાંધીએ ગ્રામ સ્વરાજ રે
ગામડાનો રંગ જણાવવા રે.

સાચું સુખી જીવન જીવાય રે
ગામડાના સંગે રહીને રે.

નહિ પ્રદુષણ નહિ આક્રમણ રે
ગામડા કેરા જીવનમાં રે.

સાચું સુખ શું છે બતાવવા રે
રચ્યું હિન્દસ્વરાજ ગાંધીએ રે.

કેમ ગામડા સદ્ધર બનાવવા રે.
ચીંધ્યો મારગ હિંદસ્વરાજમાં રે.

ઘણા ગુંધ્યા ગામડા ગાંધીએ રે
ગામડાનો રંગ જાણવા રે.

☺☺



# અંગ્રેજી મારી આસપાસ



બાળ મિત્રો,
અત્યારે તમને નવાં નવાં શબ્દો જાણવાનું અને તેનો ઉપયોગ કરવાનું ખૂબ ગમતું હશે, ને ?
ચાલો આપણે નવા નવાં શબ્દો રમવાની રમત રમીએ.
એક ચોરસ છે, જેમા ખાના પાડયાં છે. તમારે જયાં પ્રશ્નાર્થચિન્હ મૂક્યું હોય, ત્યાં અક્ષર એ રીતે મૂકવાનો જેથી તેનો અર્થ બને. જે શબ્દ બને તેનો અર્થ તમારે તમારા શિક્ષકની મદદ લઈ જાતે શોધવાનો છે.

1

| | | |
|---|---|---|
| C | C | C |
| A | A | A |
| T | ? | ? |

2

| | | |
|---|---|---|
| M | M | M |
| A | A | A |
| T | ? | ? |

3

| | | |
|---|---|---|
| N | ? | ? |
| O | O | O |
| T | T | T |

4

| | | |
|---|---|---|
| ? | ? | P |
| O | O | O |
| X | X | X |

ઉપરના અક્ષરો ખાનામાં મૂકવાના છે. સાથે દરેક ખાનાનો નંબર ૧ ૨ ૩ એ રીતે આપવાનો છે.





જવાબ:
1>P, R. 2>P, T. 3>P, C. 4>F, B





# મહાશ્વેતા દેવી



મહાશ્વેતા દેવીનો જન્મ ઢાકામાં ૧૯૨૬ માં સાહિત્યકાર અને સમાજ સેવક પરિવારમાં થયો. તેમના પિતા મનીષ ઘટક કવિ અને ઉપન્યાસકાર હતા. માતા ધરિત્રીદેવી સમાજ સેવિકા પણ હતાં. મહાશ્વેતા દેવીનું પ્રાથમિક શિક્ષણ ઢાકામાં શરૂ થયુ પરંતુ દેશના વિભાજન પછી પોતાના પરિવાર સાથે ભારતમાં પશ્ચિમબંગાળમાં આવી ગયા. તેમને હાઈસ્કુલથી સ્નાતક સુધીનું શિક્ષણ ગુરુદેવ રવીન્દ્રનાથટાગોર દ્વારા સ્થાપેલ ‘‘શાંતિ નિકેતન’’ ની ‘‘વિશ્વ ભારતી’’ માં પૂર્ણ કર્યુ. ત્યારબાદ એમ.એ કલકતા વિશ્વવિધાલયમાં કર્યુ.



ત્યારબાદ પોતે શિક્ષિકા અને પત્રકાર તરીકે પોતાનું કાર્ય શરૂ કર્યુ ત્યાર બાદ તેમને સાહિત્ય જગતમાં અલગ અલગ પુસ્તકો લખ્યા જેમાં ‘‘હજાર ચૌરીયાસીની મા’’ નામનું પુસ્તક આધારિત ફિલ્મ બની ત્યારબાદ ‘‘ સદાલી’’ નું પણ ફિલ્મીકરણ થયું. તેમને





૧૯૭૯માં સાહિત્ય અકાદમીનો પુરસ્કાર મળ્યો. ૧૯૮૬માં જ્ઞાનપીઠ પુરસ્કાર અને ૧૯૯૬માં રેમોન મેગ્સેસેનો પુરસ્કાર મળ્યો.

મહાશ્વેતાદેવીએ ભારતીય સમાજના સૌથી નીચલા વર્ગો જેવા કે દલિતો અને પૂર્વ ભારતના આદિવાસીઓ અને ભૂમિહીન શ્રમિકો માટે અથાગ કાર્ય કર્યા છે. તેમને આદિવાસી એકતા મંચની સ્થાપના પણ કરેલી છે. બિહાર, મધ્યપ્રદેશ, અને છતીસગઢના આદિવાસીઓના હીત માટે સંઘર્ષના રૂપમાં સ્વયં પોતાને સમર્પિત કરેલ છે. આ સેવાઓ માટે ૧૯૮૬ માં પદ્મ શ્રી અને ૨૦૦૦ માં પદ્મ વિભૂષણ થી સંમાનિત કરવામાં આવેલ છે. આ સન્માન ભારત સરકાર દ્વારા બીજી હરોળના સર્વોચ્ચ નાગરિક સમાન છે.

આદિવાસીઓના શિક્ષણ અને વિકાસ માટે તેઓ છેલ્લા ૩૦ વર્ષથી કાર્યરત છે. તે માટે સંખ્યાબંધ સંસ્થાઓની તેમના દ્વારા સ્થાપના થઈ છે. આજે પણ હાંસિયા પર રહી ગયલા લોકો માટે તેઓ કાર્યરત છે. આ સાથે તેમને વંચિત રહેલા સમાજને સાહિત્ય જગતમાં સ્થાન અપાવ્યું તેમજ વાચા આપતા રહયાં છે. ☺☺







# સાળો



એક ગામમાં એક નાનું કુટુંબ રહેતું હતું. તે ગામમાં ફક્ત ચાર જણા રહેતા હતા. એક છોકરો એને એક છોકરી. છોકરા કરતાં છોકરી મોટી હતી તેથી પહેલાં તેના લગ્ન કર્યા હતાં. પછી ત્યાં ફક્ત ત્રણ જ જણા રહેવા લાગ્યા.



હવે એવું બન્યું કે ભાઈ લગ્ન કર્યા વગર એમ જ હતો. એટલે તે ગામે ગામ મહેમાન થઈને ફર્યા કરતો હતો. પોતાની બહેનને ત્યાં પણ અવાર નવાર જતો હતો. બહેનનો ભાઈ ગણાય એટલે તે પતિનો સાળો થાય અને સાળાનો બનેવી થાય. પતિ કહે છે, 'સાંભળ્યું કે. સાળો તો અહીં કાયમ આવ્યા જ કરે છે છતાં જરા પણ કામ કરવા લાગતો નથી. અને સારુંસારું ખાવાનું ગમે છે. મને બિલકુલ ગમતું નથી. હું સાળા ઉપર ગુસ્સે થઈ ગયો છું. હવે - બવે આવે તો તેને ખવડાવવાનું નહિ, નહિ તો તને હું ઘેર મોકલી દઈશ. હું કેટલો બધો રોષે ભરાઈ ગયો છું, ખબર છે ?' ત્યારે પત્ની પણ કહે છે, 'તેને હું નહીં ખવડાવું. નહિ તો મને ઘેર મોકલી દેય. તેના કરતાં હું તેને ખવડાવું જ નહિ, તે સારું.'





એક દિવસ બહેનને ત્યાં શિયાળ કૂકડાને ઉપાડી જવા આવ્યું. ત્યારે તે કૂકડાને મારીને, સારું સારું રાંધીને ખાવાનું તૈયાર હતું. તરત જ ખાવાનો વિચાર હતો તેવામાં તેમણે પત્નીના ભાઈને (સાળાને) આવતો જોયો. અને બનેવીએ વિચાર્યું કે આપણે બંને જણા ડુંગરમાં જવાનું વિચારીએ તો સારું. કારણ કે તારો ભાઈ (સાળો) આવી રહ્યો છે, બનેવીએ પોતે જ કુહાડી લીધી અને ડુંગરમાં જાઉં છું એમ કહીને નીકળી પડ્યો, બહેન પોતાના ભાઈને કહે છે, 'હું તો આજે છાણાં વીણવા જવાની છું.' કહીને મોટો ટોપલી લીધો અને છાણાં વીણવાં નીકળી પડી. તે ભાઈને બહેને પણ સારો આવકાર ન આપ્યો અને બનેવીએ પણ સારો આવકાર ન આપ્યો. તેમણે બારણું પણ ન ઉઘાડ્યું પણ બારણાને તાળું પણ ન માર્યું. ખુશીને ખુશીમાં ડુગરમાં ને ખેતરોમાં છાણાં વીણવા નીકળી ગયાં. પછી સાળાએ વિચાર્યુ, 'સવારે વહેલો આવ્યો છું મને ખાવાનો ભાવ પણ ન પૂછ્યો. આજે શું રાંધ્યું છે કે જેથી મારો ભાવ ન પૂછ્યો કે ન ખવડાવ્યું ? ચાલ





જોવા જાઉં શું રાંધેલું છે.' તેણે તપેલા ઉઘાડ્યાં તો માંસ અને મૂઠીયા (ચોખાની જાડી રોટલી) હતાં. ત્યારે તે સાળાને એવું લાગ્યું કે મને ખવડાવવું પડે એમ કરીને કોઈ ડુંગરમાં અને ખેતરોમાં જતા રહ્યા છે. પણ તેમને વીતાડું એમ કહીને તણે બધું માંસ અને ખવાય એટલા મૂઠીયા ખાઈને તે તેમના જ માળે બેસી ગયો. અને બારણું હતું તેવું જ રહેવા દીધું. તેઓ થોડી વાર પછી આવ્યા ત્યારે કહેવા લાગ્યાં. બનેવીને કહે છે, 'હું કેટલો પાકો કે લાકડાંના બહાને કુહાડી લઈને ડુંગરમાં જતો રહ્યો.' તેની બહેન કહે છે, 'હું તમારા કરતાં ઘણી પાકી કારણ કે મારો પોતાનો ભાઈ ગણાય છતાં હું મોટો ટોપલો લઈને છાણાં વીણવા જાઉં છું કહીને ખેતરોમાં જતી રહી. કારણ કે આજે સારુંરાંધેલું છે અને ભાઈ પણ આવ્યો. તેને ખવડાવવું પડે એમ વિચારીને આપણે એવું કર્યુ. આ ખૂબ સારું થયું.

હવે એવું બન્યું કે ઘેર આવીને આ બધું બોલ્યા કરતા હતાં ત્યારે તે ભાઈ માળ ઉપર ચૂપ જ રહ્યો. બધાં સાંભળીને ચૂપ થયા ત્યારે તે ભાઈ કહેવા લાગ્યો, 'હું પણ કેટલો પાકો. જે સારુંસારુંરાંધેલું હતું તે બધું જ ખાઈને માળ ઉપર ચઢીને આરામ કરું છું. તમે કહો પાકું કોણ ગણાય ? સારું રાંધનાર કે ?' ખવડાવવું પડશે એવો વિચાર કરીને બેન અને બનેવીના તો હાજા જ ગગડી ગયા, અને કહેવા લાગ્યા કે ભાઈ, તું આજે જે કાંઈ બન્યું તે કોઈને કહેતો મા. બનેવી પણ એમ જ કહે છે, 'સાળા, અમે એકલા જ ખાવાના હતાં અને અમને કોઈને ભાગે ન આવતું હોત તો વહેંચીને ખાત. હમણાં અમે છેતરવાનાં હતાં. અને અમે જ છેતરાઈ ગયાં. આ તું કોઈને કહેતો નહિ. ભાઈ કહે છે, 'બહેન, તું અને બનેવી અમારે ત્યાં મહેમાન થઈને આવજો.'

આજથી તું મારા ઘેર ન આવીશ. હું મરી જાઉં તો પણ તારે આવવાનું નહિ અને તું મરી જશે ત્યારે હું નહિ આવું. બનેવીને પણ હું એમજ કહું છું, 'મારા માટે કે તમારા માટે રડવું નહિ કે વેઠવું નહિ.'







# નાના બાળ



નાના નાના બાળ અમે સૌ નિશાળે ભણવા જઈએ.

રોજ સવારે વહેલા ઉઠી લેશન કરવા બેસીએ

રોજ બરોજ ગુરૂજી પાસેથી નવા વિષયો શીખીએ.

વાર્તા સાંભળીએ કવિતા ભણીએ અમારા ગીતો ગાઈએ.

નિત નવા ઝાડ રોપીએ પાણી રોજ પીવડાવીએ.

નવી જાતના ફુલ-છોડથી નિશાળ મહેંકી ઉઠે.

આવી મઝાની નિશાળમાં સૌ મઝાનું શિક્ષણ પામે.

નાના નાના બાળ  અમે સૌ નિશાળે ભણવા જઈએ.







# ઉખાણાં



૧. બારસો બંદુકો તેરસો તલવારો તારાથી પણ ના તુટેને મારાથી પણના તુંટે તે શું ?

૨. હરેના, ફરેના ચરેના ઘડો ઘડો દૂધ આપે તે શું ?

૩. એક ડાબડીમાં બત્રીસ બાવા રહે તે શું ?

૪. નાની ગોખલીમાં લાલ બાઈ રમે તે શું ?

૫. ડોશી ઉંઠે તેવી સવારમાં દોરમાં હાથ નાખે તે શું ?-

૬. કંકરતી કુકડી દેવે ચડે તે શું ?

૭. કારીયો કોરી માથે ટાલીયો લગ્નમે, વાર તહેવારે પોનગુમે પહેલો નંબર લાવે તે શું ?

૮. તારી ફોઈને મારો ફૂવો દોડીને પડે તે શું ?

૯. ચાર ખુણીયારી તલાવડી ચકલાની ચાંચ ન બુડે હાથી મલમલ ન્હાઈ તે શું ?

૧૦. એક ને પુછુ લાખની ખબર લવ તે શું ?

૧૧. પેટ કાપે જીવ ના જાય આંખ ફોડે જીવ જાય તે શું ?

૧૨. ચાલવા બે પગે ચાલે ને બેસવા ત્રણ પગે બેસે તે શું ?

૧૩. નાની વાટકીમાં દહીંનો ફોદો તે શું ?

૧૪. બકરા પાડાને બાર નાથો તે શું ?

૧૫. ભગવા વસ્ત્ર પહેરુ પણ જોગી નહી, માથે ચોટલી પણ સંત નહી, વૃક્ષે વસુ પણ પંખી નઈ તે શું ?

જવાબો :

૧-છાયડો, ૨-તાડી તાડ, ૩-દાંત, ૪-જીભ, ૫-કબજો, ૬-ઢાંક, ૭-અડદ, ૮-સોયદોરો, ૯-આકડ (પરશેવો) ૧૦-ચોખા, ૧૧-શેરડી, ૧૨-ગાડુ, ૧૩-કપાસ, ૧૪-ઢોલ, ૧૫-નાળિયેર (શ્રી ફળ)





# શું તમે જાણો છો?



૧) હોળીનો ઉત્સવ કઈ ઋતુમાં આવે છે ?

(૧) શરદ (૨) શિશિર (૩) વસંત (૪) હેમંત

૨) હોળીના દિવસે શું ખાવાનો મહિમા છે ?

(૧) સેવ-મમરા (૨) ફાફડા -જલેબી (૩) ધાણી- ચણા

૩) હોળી ધુળેટીનું પર્વ બીજી ક્યા નામે જાણીતુ છે ?

(૧) આનંદોત્સવ (૨) રંગોત્સવ (૩) ફૂલોત્સવ

૪) કેરી, નાળિયેર, કેળાં અને નાગરવેલના પાનનાં ઉત્પાદન માટે ક્યો જાણીતો પ્રદેશ છે ?

(૧) નદીના કાંઠાનો પ્રદેશ (૨) લીલીનાઘેરનો પ્રદેશ

(૩) ભાલકાંઠાનો પ્રદેશ (૪) ચરોતરનો પ્રદેશ

૫) સૌ પ્રથમ મનો વૈજ્ઞાનિક પ્રયોગશાળા ભારતમાં ક્યાં સ્થપાઈ?

(૧) મુંબઈ (૨) કલકતા (૩) ચેન્નાઈ (૪) દિલ્હી

૬) મનોવિજ્ઞાનનો ઉદ્‌ભવ શેમાંથી થયો ?

(૧) શરીર વિજ્ઞાન (૨) સમાજશાસ્ત્ર (૩) જીવવિજ્ઞાન (૪) તત્વજ્ઞાન

૭) " કલા અને સંસ્કૃતિની પ્રગતિ લોકશાહીમાં સંભવિત નથી" એવું વિધાન ક્યા વિચારકે કહ્યું હતું ?







(૧) લીંકિ (૨) નિત્શે (૩) મુસોલિની (૪) હિટલર

૮) સંયુક્ત રાષ્ટ્રમાં સો પ્રથમ હિન્દી ભાષામાં વક્તવ્ય આપનાર નેતા કોણ છે ?

(૧) મોરારજી દેસાઈ (૨) અટલબિહારી વાજપેયી
(૩) જવાહરલાલ નહેરુ (૪) ઈન્દિરા ગાંધી

૯) ફક્ત શિક્ષિત લોકોને જ મતાધિકાર મળવો જોઈએ ! એવું વિધાન કયા ચિંતકનું છે ?

(૧) જવાહરલાલ નહેરુ (૨) લાસ્કી (૩) ગાંધીજી (૪) જ. એસ. મિલ

૧૦) કયા જિલ્લામાં સૌથી વધુ તાલુકાઓ આવેલા છે ?

(૧) પાટણ (૨) ડાંગ (૩) ગાંધીનગર (૪) નર્મદા

૧૧) "જમુનાપારી" કયા પ્રાણીની જાત છે ?

(૧) ઘેટાં (૨) ગાય (૩) ભેસ (૪) બકરી

૧૨) વેદ શબ્દનો અર્થ શું થાય છે ?

(૧) શ્રેષ્ઠ (૨) મનુષ્ય (૩) જ્ઞાન (૪) દેવતા

૧૩) ગાંધીજીએ 'કાલીપરજ' જાતિને કયું નામ આપ્યું હતું ?

(૧) રાણીપરજ (૨) માનીકપરજ (૩) લાલપરજ (૪) યાદીપરજ

૧૪) ગુજરાતના પ્રથમ મહિલા ગ્રેજયુએટ કોણ હતા.

(૧) સવિતા મહેતા (૨) વિધાગૌરી નીલકંઠ (૩) કુમુદ સોની (૪) મૃદુલાબેન

૧૫) 'બીમડોનબ્રેડમેન' તરીકે કોણ જાણીતુ છે ?

(૧) સુનિલગવાસ્કર (૨) કપિલ દેવ (૩) સચિન તેંડુલકર (૪) સી કે .નાયડુ





૧૬) સદ્‌ભાવના દિવસ કયા સદ્‌ગત વડાપ્રધાન માટે જાહેર કરેલ છે ?

(૧) રાજીવગાંધી (૨) લાલબહાદુર શાસ્ત્રી
(૩) ચરણસિંહ ચૌધરી (૪) મોરારજીભાઈ દિસાઈ

૧૭) ગુજરાતમાં કેટલા સ્તરનું પંચાયતી રાજ છે ?

(૧) બે સ્તરનું (૨) ચાર સ્તરનું (૩) ત્રણ સ્તરનું (૪) એકસ્તરીય

૧૮) લોહીમાં યુરિયાના ઊંચા પ્રમાણથી શરીરના કયા અવયવને નુકસાન થાય છે ?

(૧) કિડની (૨) ફેફસાં (૩) હૃદય (૪) કરોડરજજુ

૧૯) સંસદના કોઈ ગૃહમાં કોઈ સભ્ય પૂર્વ મંજુરી વગર કેટલા દિવસ સુધી ગેરહાજર રહે તો તેને ગેરલાયક ઠરાવી શકાય છે ?

(૧) ૫૦ (૨) ૭૦ (૩) ૧૦૦ (૪) ૬૦

૨૦) ઈમારતી કામ માટે કયું ઝાડ ઉપયોગી છે ?

(૧) બાવળ (૨) આંબો (૩) ખેર (૪) ચેર

૨૧) ગુજરાતનો સૌથી ગરમ મહિનો કયો છે?

(૧) માર્ચ (૨) એપ્રિલ (૩) મે (૪) જૂન

જવાબો

૧) વસંત, ૨) ધાણી-ચણા, ૩) રંગોત્સવ, ૪) લીલીનાઘેરનો પ્રદેશ, ૫) કલકતા, ૬) જીવ વિજ્ઞાન, ૭) લીંક, ૮) જવાહરલાલ નહેરુ, ૯) જ. એસ. મિલ, ૧૦) પાટણ, ૧૧) બકરી, ૧૨) જ્ઞાન, ૧૩) રાનીપરજ, ૧૪)વિધાગૌરી નીલકંઠ, ૧૫) સચિન તેંડુલકર, ૧૬) રાજીવ ગાંધી, ૧૭) ત્રણ સ્તરનું, ૧૮) કીડની, ૧૯)૬૦, ૨૦) ખેર, ૨૧) માર્ચ

# રેશમની દુનિયા





એનું નામ સિલિન ચિ હતું. એ ચીનની મહારાણી હતી. ઈ.સ. પૂર્વે ૧૨૬૦ની વાત છે. સિ લિન ચિ મલબેરીના વૃક્ષ નીચે બેસીને ચાની ચુસ્કીઓ લઈ રહી હતી. સાંજનો સમય હતો. મલબેરીના વૃક્ષ પરથી એક કીડો ટ્પાક કરતો ચાના કપમાં પડ્યો. કીડામાંથી તાંતણા નીકળવા માંડ્યાં. આ તાંતણા રેશમના નામે ઓળખાયા. આમ મહારાણી સિ લિન ચિનું નામ રેશમની શોધ સાથે સંકળાઈ ગયું. આ એક વાર્તા પણ હોઈ શકે છે. કારણ કે ચીનમાં સેરિકલ્ચર એટલે કે રેશમના કીડા ઉછેરવાની કળા લિન ચી અગાઉના સમયથી હતી. એવું પુરાતત્ત્વવિદ્દોએ શોધી કાઢ્યું છે. આ અદ્દ્ભુત કાપડ કેવી રીતે તૈયાર કરવામાં આવે છે એની જાણકારી ચીની લોકોએ લગભગ અઢી હજાર વર્ષ સુધી દુનિયાના બીજા દેશોને આપી ન હતી.

બાળમિત્રો, તમને જાણીને નવાઈ લાગશે કે ચીનમાં હાન વંશના શાસન દરમિયાન રેશમનો રાજયમાં ચલણી નાણાં તરીકે લોકો ઉપયોગ કરતા. રાજય અધિકારીઓને પગારના રૂપે અને ઈનામ રૂપે રેશમ અપાતું એ તો ઠીક પણ બીજા દેશો સાથેના વેપારમાં પણ રેશમ ચીનાઓએ હુંડિયામણ તરીકે માન્ય રાખ્યું હતું. હાન વંશથી શરૂ થયેલી આ પરંપરા છેક ટંગ વંશ સુધી ટકેલી રહી. ચીનની મેન્ડેરિન ભાષાના ૨૩૦ મૂળાક્ષરોમાં પણ રેશમ માટે વપરાતાં નિશાનનો ઉપયોગ કરાય છે. ઈ.સ. પૂર્વે ૩૦૦માં ચીનથી નીકળતો મુખ્યમાર્ગ પણ રેશમ માર્ગ( સિલ્ક રૂટ )ના નામે જાણીતો હતો. એ સમયે પશ્ચિમી દેશોમાં રેશમ વેચીને ચીની લોકો સોના-ચાંદીના બેશુમાર સિક્કાઓ મેળવતા. ઈ.સ. પૂર્વે ૨૦૦મા ચીનના ઘણા લોકો કોરિયા જઈને વસ્યા. ત્યાંથી રેશમ બનાવવાની રીત બીજા દેશોમાં ફેલાવા માંડી. વળી ઈ.સ. ૪૪૦માં ભારતમાં પણ રેશમ બનાવવાની પદ્ધતિ શોધાઈ. ઈ.સ. પાંચમી સદીમાં યુરોપના સમ્રાટ જસ્ટિનિયનના દરબારમાં ચીની સાધુઓ વાંસના દંડુકામાં રેશમના કીડાના ઈંડાં ભરી લાવ્યા હતા. સમ્રાટની હાજરીમાં તેમણે રેશમના તાર બનાવ્યા. ત્યારબાદ ધીમે ધીમે રેશમ યુરોપમાં બનતું થયું. ઈ.સ.ની ૬ઠ્ઠી સદીમાં ઈરાનીઓ અને ૧૩મી સદીમાં યુરોપભરમાં રેશમી કાપડનો ઉદ્યોગ વિકસવા માંડ્યો ૧૬મી સદીમાં યુરોપિય લોકો જ્યારે દક્ષિણ અમેરિકા પહોંચ્યા ત્યારે એ દેશોમાં પણ રેશમ ઉદ્યોગ વિકસવા માંડ્યો. ☺☺



# જળપ્રલય



દાબિયા દેવ હતા. તેઓ રાજ કરતા હતા. આ રાજ તે ખેતીવાડી. તેમનું રાજ ચાલે. તેઓ ખેતીવાડી કરતા હતા. ખેતીવાડી કરતા ગયા, જંગલી સીમાડાઓ ચોખ્ખા કરીને, ત્યાર પછી ત્યાં સ્ત્રીઓ, માણસો છે. તેઓએ ઘર બંધ કરી તાળું લગાવી દીધું, ખેડવા માટે બળદોને ધૂંસરી ચઢાવી દઈને, ખેતી કરવા નીકળી પડ્યા.

ઘરની માલકણ, જુવારનું ભૈડકું લઈને જંગલી સીમાડે ગઈ. ત્યારે 'દેવોની કાગડી' (કોલી કાગડી) આવી, ને જુવારનું ભૈડકું ખાઈ ગઈ. તેમના ભાગનું જુવારનું ભૈડકું ખાઈ ગઈ ત્યારે તેને નસાડવા લાગ્યા, 'અરે મારા ભાગનું જુવારનું ભૈડકું અમે ખાઈએ તે પહેલાં તું કેમ ખાઈ ગઈ?' તેઓ તને મારી નાખવાના હતા પણ તે પકડાઈ નહી. બાકી તે નાસી ગઈ. જ્યારે તે ગઈ, અને દાબિયા દેવ ખૂબ ધાન પકવતા હતા, ત્યારે કાળીયા મેઘને જઈને ચુગલીઓ કરી, 'અરે કાળિયા મેઘ, (મારા બનેવી થાય તે), બનેવી, બનેવી, મને લાગે છે કે પેલા દાબિયા દેવ ખૂબ પાક પકવે છે અને ખાવા નથી દેતા. એટલે









હવે વરસાદ ન લાવતા.' ત્યારે તે કહે છે, 'અરે આ વર્ષે વરસાદ નહીં લાવું. આ વર્ષે ડુંગરે ડુંગરે વરસાદ લઈ જઉં.' એમ કહ્યા પછી દાબિયા દેવને કહે છે, 'દાબિયાઓ, દાબિયાઓ, આ વર્ષે કાળીયો મેઘ ડુંગરે ડુંગરે વરસાદ વરસાવવાનું કહે છે. જ્યારે ડુંગરે ડુંગરે તેણે કહી દીધું, એટલે ડુંગરે ડુંગરે ખેતીવાડી કરવા માટે જંગલી સીમાડાઓ સાફસફાઇ કરીને તૈયાર કરવા લાગ્યા. તેમણે ડાળીઓ કાપીને પાથરી દીધી અને બધું કર્યું, પછી ખેતીવાડી કરવાનું નક્કી કરી નાખ્યું.

ગાજવીજ શરૂ થઈ, ત્યારે વરસાદના દિવસો નજીક આવી ગયા. ગાજવીજ થવા લાગી. તેમણે ખેતીનું કામ પૂરું કર્યું, પાક આવી ગયો. ત્યારે તેમણે નાગલીના રોટલા બનાવી દીધા, ઘી ના બંધ બાંધી દીધા, નાગલીના રોટલાના કડછા બનાવ્યા, કડછા તોડ્યા. તેઓએ માછલીઓ પકડી ત્યારે કોલી કાગડી જોઈ ગઈ, ત્યારે કોલી કાગડી શું કહે છે, 'દાબિયાઓ ખૂબ ફાલ્યા છે, હવે તેમને કહી દઈશ.' પછી જઈને કાળીયા મેઘને ચાડીયો કરી, 'કાળીયા મેઘ, દાબિયાઓ ખૂબ ફાલ્યા છે. તેઓ તો નાગલીના રોટલાના કડછા બનાવે છે, ઘીના બંધ બાંધે છે.' 'અરે કાગડી સાળી, આ વર્ષે ડુંગરોમાં વરસાદ નહીં લાવું. આ વર્ષે માત્ર નદીઓમાં જ જઈશ' પાછી આવી તે પાછી કહે છે, 'અરે દાબિયાઓ, દાબિયાઓ, આ વર્ષે તો કાળીયો મેઘ





નદીએ નદીએ જશે.’ ત્યારે તેઓ નદીએ નદીએ તૈયાર કરવા લાગ્યા, ત્યારે તો વરસાદના દિવસો નજીક આવી પહોંચ્યા. ગાજવીજ થવા લાગી. વરસાદ ચાલુ થઈ ગયો, તેમણે તો ખેતી કરી લીધી, પાક આવી ગયો. ત્યાર પછી, ‘આમ પણ તેઓ મરતા નથી, હવે શું કરવું ?’ અરે, પાછી ચાડી કરી દીધી, કાળીયા મેઘને કહ્યું, ‘તેઓએ ખૂબ પકવ્યું છે.’ કાળીયા મેઘે કહ્યું, ‘એમ નહી, હવે તો પડી પડી પડીને વરસાદ આકાશને આંબી જશે. જળપ્રલય કરી દઉં તો જ તે મરશેને?’ એમ કરીને જળપ્રલય કરવાની તૈયારી કરે છે તે, અને કહી દીધું. પછી આવીને તે કહે છે, ‘અરે દાબિયાઓ, આ વર્ષે વરસાદ વરસી વરસીને આકાશને આંબી જવાનું કહે છે. અને જળપ્રલય કરીશ, કહે છે, મારીજ નાખીશ કહે છે.’ અરે, એમ તે કંઈ ચાલતું હશે, હવે પહેલા લાખુ વણજારો અને તેના ઢોરઢાંખર આ રસ્તે ગયા હતા તેમની ગંધની પાછળ પાછળ જાઉં છું. ‘કેમ ? તેમને ખાઈ જવા ?’ તેમણે તેને પકડ્યો, ‘ઊભો રહે.’ હુરમળાના ઘાસ સાથે ઘસડી ઘસડીને તેનું નાક પૂરેપૂરું લોહીવાળું કરી દીધું. તેમણે ફરી તેને પૂછ્યું, ‘હજુ ગંધ મારે છે કે ?’ ‘થોડી થોડી ગંધ મારે છે.’ ફરી પાછો તેને તેમણે પકડ્યો અને બૂચો કરી નાખ્યો. છેલ્લે તેને છોડી મૂક્યો. તેમણે તેને અસારામાં સારા સાગના







ઝાડને કાપીને પેટીઓ બનાવવાની તૈયારી કરો. પેટીઓ બનાવી દીધી, તૈયાર કરી. ચોમાસાના ચાર મહિના નીકળી ગયેલા, વરસાદને ગાજવાના દિવસો પાસે આવવા લાગ્યા. ગાજવીજ થવા માંડી તે દિવસે આકાશ ધબકવા લાગ્યું, જાણે કે ગર્જના થાય છે, હવે મૂશળધાર વરસાદ વરસવા લાગે છે. ત્યારે પેટીઓ, વરસાદના પાણીમાં તરવા લાગી. જ્યાં પૂર ખેંચી ગયું ત્યાં. તેવી રીતે પાણી આકાશને આંબી ગયાં. પછી તેઓ પેટીઓમાંથી નીકળ્યા અને નદીને કિનારે દૂર છોડોમાં સંતાઈ ગયા. પુષ્કળ પાણી અને નકામા રેપા, તેઓ નકામા રેપાઓમાં સંતાઈ ગયા. કોઈકે પોતાનું મોં નકામા રેપાથી ઢાંકી દીધું, બીજાએ પોતાના પેટ પર નકામા રેપા નાખ્યા. પછી કાળીયો મેઘ અને ગોરીયો વાઘ. તે શું કહે છે ? ‘એક દાબિયો અહીં સડી રહ્યો છે. બીજો અહીં ઊંધે માથે છે એમ કહે છે.’ અરે, એક દાબિયો અહીં છે, ગંધાય છે. અરે, હવે મરી ગયો તે પાછો વળ્યો, કાળીયો મેઘ અને ગોરીયા વાઘને પકડી લીધો. કાળીયા મેઘને કાળો પથ્થર ખેડાવ્યો, કાળીયો મેઘ અને ગોરીયા વાઘ એમ આ બંનેની જોડી બનાવી. પગ જમીનમાં દાટીને તેઓ લાગ્યા, ત્યારે કાળીયો મેઘ શું કહે છે ? ગોરી ગાયનો ગોરો વાછડો નદી તેમજ ઝરણાના તટે ચરતો





હતો, તેને કાળીયો મેઘ કહે છે, 'ગોરી ગાયના મોરા વાછડા અહીં આવ. હું તને ચરવા માટે ચાર મહિના આપીશ. મને છોડાવ. હું તને ભરપૂર ચારો આપીશ એવી રીતે તેણે જવાબ આપ્યો ગોરી ગાયનો ગોરો વાછડો દોડી આવ્યો, કાળીયા મેઘની ધૂંસરી હઠાવીને છૂટો કરી દીધો. અને નીકળી પડ્યો. ત્યારે ગોરીયો વાઘ કહે છે.' મને પણ છૂટો કર, હું તને જવા દઈશ, તું જંગલમાં જાય કે હરવા ફરવા જાય, અડધી રાત્રે કે રાતના પાછલા પહોરે. તું ખોવાઈ જાય કે પાછળ રહી જાય ત્યારે હું તને સતાવીશ-બતાવીશ નહિ, એમ કહે છે. પછી તે શો જવાબ આપે છે ? 'મારું શરીર કોણ ઊંચકશે ના એવી રીતે નહિ.' તે ગુસ્સો કરવા લાગ્યો પછી તે ફરીથી બોલ્યો, 'અરે ગોરી ગાયના મોરીયા વાછડા, મને છોડાવ બાર વર્ષ પછી પણ તારા શરીરનો નિકાલ કરીશ.' એક કહ્યું ત્યારે તે દોડી આવ્યો. દોડી આવ્યો, ધૂંસરી છોડી કાઢી અને નીકળી પડ્યો. ત્યારે તેને ત્યાંથી છોડી દીધો. અને દોટ મુકીને તે ગોળ ગોળ ફરવા લાગ્યો. લાખુ વણજારો અને તેનાં ઢોરઢાંખર બાર વર્ષ પહેલા ત્યાંથી પસાર થયા હતાં. ગંધ આવતી હતી તે દિશામાં તેમની પાછળ પાછળ તે જતો હતો ત્યારે દાબિયા મળ્યા, 'કેમ, ગોરીયા વાઘ, તું ક્યાં જાય છે?' બાર વર્ષ પહેલા લાખુ વણજારો અને તેના ઢોરઢાંખર આ રસ્તે ગયા હતા તેમની ગંધની પાછળ પાછળ જાઉં છું. 'કેમ ? તેમને ખાઈ જવા ?' તેમણે તેને પકડ્યો, 'ઊભો રહે.' હુરમળાના ઘાસ સાથે ઘસડી ઘસડીને તેનું નાક પૂરેપૂરું લોહીવાળું કરી દીધું. તેમણે ફરી તેને પૂછ્યું, 'હજુ ગંધ મારે છે કે ?' ' થોડી થોડી ગંધ મારે છે.' ફરી પાછો તેને તેમણે પકડ્યો અને બૂચો કરી નાખ્યો. છેલ્લે તેને છોડી મૂક્યો. તેમણે તેને આમલીના પાંદડાનું વચન આપ્યું, સંપૂર્ણ દ્રષ્ટિ બક્ષી, તે ગોળ ગોળ ફરવા લાગ્યો.

જયારે તેને બીજીવાર છોડી મૂક્યો ત્યારે લાખુ વણજારાનો આખલો ખોવાઈ ગયો. ગોરી ગાયનો મોરો વાછડો પાછળ રહી ગયો. તે નદી કિનારે ચરતો ચરતો ફરતો હતો. તેણે શોધી કાઢ્યો, તેની નજર તેના ઉપર પડી. તે ત્યાં ગયો ને તેનું લોહી પી લીધું ને તેને ખાઈ ગયો. તેને ખાઈ ગયો અને જતો રહ્યો. બાર વર્ષના શરીરનો તે નિકાલ કરવા લાગ્યો. ☺☺






# સમજ



તુ ભણી નહીં ને બાપા ભણ્યા નહીં
મા મારે ભણવા જાઉં છે રે ... (૨)

બાપાએ લખ્યુ નથી માએ લખ્યુ નથી
મા મારે છેતરાઉ પણ નથી ... (૨)

દાદાની જમીન હતી બાપાની જમીન હતી
મા મારે જમીન ગીરવે મુકવી નથી... (૨)

માએ ચોપડી વાંચી નથી બાપાએ વાચી નથી
મા મારે ચોપડી વાંચવી છે ... (૨)

દાદાએ કાયદા જાણ્યા નથી બાએ જાણ્યા નથી
મા મારે કાયદા જાણવા છે રે ... (૨)

તુ ભણી નહીંને બાપા ભણ્યા નહીં
મા મારે ભણવા જાઉં છે રે ... (૨)





# ભીલી મહાભારથ



ભીમ ભજન ગાય છે !

હોંકારો દે એ હોંકારિયાં.

તમે કુશળ રહો હોંકારિયાં.

સતિયાની આ વાત છે. સભા સાંભળે છે. ભીમને એક વાર થયુ કે સહદેવ ભજન ગાય છે. હુંય ભજન શીખું. એણે તંબૂરો ને મંજીરા લાધા. સૂના દેવળમાં જઈ ભજન ગાયું. દેવળ ધમ ધમ્યું.



એટલામાં એક કુંભાર ખોવાયેલા ગધેડાને શોધતો ત્યાં આવ્યો. દેવળમાં તો ભીમ ગાતો હતો.

ભીમ પૂછે, 'હું કેવું ગાઉં છું ?' કુંભાર કહે , 'ખબર નહિ, મને લાગ્યુ કે દેવળમાં મારો ગધેડો ભૂંકે છે. જોઉં તો...' ભીમને થયું, 'કુંભાર આગળ મારું મૂલ્ય પાણીનું થયું. ભજન મને આવડે નહિ. ભજનનુ કામ મારુ નહિ. હસ્તનાપુર જઈ ધૂણી પર એણે તંબૂરોને મંજીરા મુકી દીધા. ☺☺





# સારૂં કરે કોણ



એક હતો રાજા રાજાએ જે સમયે રાજ ગાદી મેળવી એ સમયે જ એક આંબાના ઝાડની રોપણી કરી. રાજાનો સિપાઈએ રાજા સાહેબને પ્રશ્ન કર્યો. રાજા સાહેબ આંબાનું ઝાડ રોપવાથી શું ફાયદો? રાજા આગળ પ્રશ્ન કરવાની હિંમત તો હતી જ નહીં પરંતુ દાસત્વ આધારે પ્રશ્ન તો કરી જ દીધો જયારે રાજાએ જવાબ આપ્યો તને ખબર ના પડે.



થોડાં વર્ષો બાદ આ આંબાના ઝાડને કેરી આવી ત્યારે રાજાએ કેરી તોડી અને તેને કાપતો હતો ત્યારે રાજા સાહેબની આંગળી કપાઈ ગઈ. સિપાઈ રાજા સાથે જ બેઠો હતો અને બોલી ગયો ભગવાને સારૂં કર્યુ. રાજા ખૂબ જ ગુસ્સે થયા. આંબાની રોપણી વખતે પણ પ્રશ્ન કર્યો હતો, અને આજે મારી આંગળી કપાઈ ગઈ તો ભગવાને સારૂં કર્યુ કહે છે. આમ કરી એને તે જ દિવસથી રાજદરબારમાંથી છુટો કરી





દિધો અને સિપાઈ રાજાને ચરણ સ્પર્સી પોતાના ઘરે જતો રહયો.

સિપાઈ જતાં જતાં પણ બોલ્યો કે ભગવાને સારૂં કર્યુ. રાજા ખૂબ જ વિચારમાં પડી ગયો આંગળી કપાઈ ત્યારે પણ ભગવાને સારૂં કર્યું બોલ્યો અને નોકરીમાંથી છુટો કર્યો ત્યારે પણ ભગવાને સારૂં કર્યું. એવુ બોલ્યો. આ વાકય રાજા સાહેબનાં મનમાં ઘુસી ગયું.

એક દિવસ રાજા જંગલમાં શિકાર કરવા નિકળ્યો. રાજા જંગલમાં શિકારની શોધમાં ને શોધમાં આગળ નીકળી ગયો. સામે ભીલ લોકોનું ટોળું આવ્યું. ભીલોએ રાજાને પકડી લીધો. ભીલ લોકો માતાજીને બલિ ચઢાવવા માટે નર-જાતના માણસની શોધમાં જ હતા, અને રાજા સાહેબ હાથમાં આવી ગયા. ભીલ લોકો રાજાને પકડી માતાજીના મંદિરે લઈ ગયા. પરંતુ





માતાજીની બલિમાં એક નિયમ હતો કે બલિ ચઢાવનાર વ્યક્તિ ખોડ-ખાપણવાળો હોવો ન જોઈએ. ભીલ લોકો તો જાણે કે જેવો જોઈતો હતો એવો જ મળી ગયો. રાજાને બલિ ચઢાવવા માટે તૈયારી કરી દિધી અને રાજાના અંગોની તપાસ કરી અને એમાં એક ખામી નિકળી. રાજાની એક આંગળી જ કપાઈ ગયેલી હતી. ભીલ લોકાએ રાજાને છોડી મુક્યો.

હવે આ સમયે રાજાને યાદ આવ્યું કે ભગવાને સારૂ કર્યું એ સિપાઈનું વાક્ય રાજાને કામ લાગી ગયું, અને રાજાએ ભીલનાં ટોળામાંથી મુક્ત(છુટો) થઇ રાજદબારમાં આવી સિપાઈને બોલાવ્યો અને ભગવાને સારૂ કર્યું વાક્યથી નો પોતે બચી ગયો હોવાની સિપાઈને વાત કરી અને સિપાઈને રાજા કહે છે કે જો મારી એક આંગળી કપાઈ ગઈ ન હોત તો મને આખે આખો કાપી નાંખત સાહેબ ભગવાન જે કરે એ સારૂ કરે છે, રાજાએ કહ્યું જે સમયથી તને મે છુટો કરેલ હતો તે સમયનો તારો પગાર લે. તેથી સિપાઈ ફરીથી નોકરી ચાલુ કરી દિધી.

સિપાઈએ નોકરી છોડી ત્યારે ઘરે જતાં સમયે બોલેલ વાક્ય ભગવાને સારૂ કર્યું એ વાક્યથી સિપાઈ પણ બચી ગયો, કારણ કે જંગલમાં શિકારની શોધમાં રાજા સાથે સિપાઈને પણ જવુ તો પડત જ. જયારે એ સમયે રાજાને બદલે સિપાઈનો નંબર લાગી જાત જેથી સિપાઈ કહે છે કે રાજા સાહેબ તમને છોડી દેત અને મારો બલીદાનમાં નંબર હોત.

આથી સિપાઈને એક મહિનાની રજા પણ મળી ગઈ અને જીવ પણ બચાવી લીધો અને પગાર પણ પુરે પુરો મળી ગયો. સિપાઈ કહે છે કે ભગવાન તો આપણા માટે સારૂ જ કરતા હોય છે. ભગવાન સૌનું કલ્યાણ કરે છે. ☺☺





# ચાલો નવા શબ્દો શીખીએ



કોઈપણ ભાષાને સારી રીતે સમજવી હોય, શીખવી હોય તો તેના શબ્દો જાણવા જરૂરી બને છે. શબ્દો સહેલાઈથી શીખવા માટે શબ્દની સાથે ચિત્ર હોય તો તે સરળતા શીખી શકાય છે. આ અંકમાં આપણે અલગ અલગ આદિવાસી ભાષાઓના શબ્દોને શીખીએ :

| | | |
|---|---|---|
| મોં | ← ગુજરાતી → | જીભ |
| મોં | ← રાઠવી → | જીભ |
| બાક્કુ | ← ડુંગરી ભિલી → | ઝીપ |
| જાબડું | ← પંચમહાલી ભીલી → | જીબ |
| બાક્કુ | ← ગરાસિયા → | ઝીબ |
| મુઁચ | ← દેહવાલી → | જીબ |
| મુચ | ← પાવરી → | જિબ |
| દાંત | ← ગુજરાતી → | પેઢવા |
| દાત | ← રાઠવી → | ગાઢ |
| દોંત | ← ડુંગરી ભિલી → | હોબું |
| દાત | ← પંચમહાલી ભીલી → | હુબડું |
| હોડુ | ← ગરાસિયા → | ઝારુ |
| દાત | ← દેહવાલી → | ઈઅડેં |
| દાતે | ← પાવરી → | ઈવળ |









| | | |
|---|---|---|
| દાઢી | ગુજરાતી | દાઢી |
| ઠાડી | રાઠવી | દાઢી |
| ડાસુ | ડુંગરી ભિલી | દાટી |
| ડાડી | પંચમહાલી ભીલી | ડડગાળ્યો |
| ડાઢી | ગરાસિયા | ડાડિયો |
| ચાટલોં | દેહવાલી | ડાડી |
| સુડ્ડી | પાવરી | દાડ્યા |

| | | |
|---|---|---|
| કાન | ગુજરાતી | ગળુ |
| કાન | રાઠવી | નાળ |
| કોન | ડુંગરી ભિલી | ગાબેર |
| કાનડો | પંચમહાલી ભીલી | ગળુ |
| કોંનમોળિયુ | ગરાસિયા | ગાબરુ |
| કાન | દેહવાલી | બોચી |
| કાન | પાવરી | બુસ |





| | | |
|---|---|---|
| પાંથી | ← ગુજરાતી → | વાળ |
| સીમાતો | ← રાઠવી → | નીમાળા |
| હેંમરી | ← ડુંગરી ભિલી → | ઝટિયાં |
| સેથી | ← પંચમહાલી ભીલી → | લટગ્યાં |
| હિમરે | ← ગરાસિયા → | લેટા |
| હેંવાટો | ← દેહવાલી → | ક્રેહેં |
| હેલાતૂ | ← પાવરી → | જૂટા |

| | | |
|---|---|---|
| ચોટલો | ← ગુજરાતી → | ટાલ |
| સોટલો | ← રાઠવી → | તાલ |
| ટોસલો | ← ડુંગરી ભિલી → | ટાટ |
| સુટલો | ← પંચમહાલી ભીલી → | ટાલ |
| સોટલો | ← ગરાસિયા → | ટાટીલો |
| સેંડી | ← દેહવાલી → | ટાલ |
| સુટલૂ | ← પાવરી → | ટાલી |





# ફરી મળીશું



આપણે બોલીએ, તો એક બાળક જે વાત કરે છે એ બીજા બાળકોને સમજણ પડે છે. કારણ કે બન્નેની ભાષા એકજ હોય છે. ધારો કે પરદેશની ભાષા બોલતા બાળકો આપણને મળ્યા તો તે શું કહે છે એ આપણને સમજ નહી પડશે, અને આપણે શુ કહીએ છીએ તે એ નહીં સમજી શકસે. પણ ધારો કે તમે એક ગીત ગાઓ છો, તો બીજી ભાષાવાળા બાળકોને પણ આ ગીત છે એટલું તો ઊંમજ શે. અને તમે વાંસળી વગાડશો તો એ બાળકો બિલકુલ વાંસળીનો પુરેપુરો આનંદ લઈ શકશે.

શબ્દ કે ભાષાનું બંધન જેને નથી એને સંગીત કહેવાય. સંગીત એટલે ગાઉ, વગાડવુ, વાદ્યો, વાંજત્ર વગેરે સંગીતની વસ્તુ હોય છે. આફ્રિકા અથવા સ્પેન જેવા દેશના બાળકો વાદ્યો વગાડતા હોય, તો આપણા ત્યાંના બાળકોને એ સાંભાળવામાં ચોક્કસ રસ પડશે. ધારો કે આપણે ઢોલ વગાડીએ તો સ્પેન કે આફ્રિકાના બાળકોને તરત જ નાચવાનું કુદવાનું મન થશે. એટલે દુર દુરના માણસોને એકઠા લાવવાવાળી કલા એટલે સંગીત. વળી સંગીત તૈયાર કરવા માટે કોઈ ખાસ સાધનની જરૂરીયાત નથી પડતી. મોં ખુલ્યુ અને ગીત ગાયુ, એટલે થયું સંગીત.

તેજગઢ ગામે આદિવાસી અકાદમી છે. ત્યાં ગુજરાતના આદિવાસીઓના સંગીતના બધા જ સાધનો ભેગા થયેલા છે. એની અંદર વાદ્યો છે જેના નામો પાવરી, તારપો, માંદળ, થાળી, વાંસળી અને ઢોલ એવા હોય છે. આમ તો આ બધા વાદ્યો મોટા ઉમરના ભાઈઓ અને બહેનોજ વગાડે છે. પણ એક દિવસ તેજગઢ  નિશાળના બાળકો અકાદમીમાં ભેગા થયા, પહેલાથી આ વાદ્યો વગાડતા મોટા ઉમરના ભાઈબહેનો પણ ત્યા આવ્યા હતા એમના પાસેથી બાળકોએ આદિવાસીના વાંજીત્રો અને વાદ્યો કઈ રીતે વગાડવા એ જાણી લીધું. હવે સાત થી પંદર સુધી ઉમરના આ બાળકોએ બધા વાદ્યો વગાડે  છે અને સાથે સાથે ગીતો પણ ગાય છે. ક્યારેક એમના મનમાં આવ્યું તો સાથે સાથે નાચે છે, નૃત્ય કરે છે. આવી રીતે વાદ્યો વગાડવા વાળા, ગીતો ગાવાવાળા અને નૃત્ય કરવા વાળા બાળકોનું એક નાનકડુ





પથક ત્યાં તૈયાર થઈ રહ્યું છે.

સંગીત થી બે અલગ ભાષા બોલવાવાળા એકઠા થઈ શકે છે એવી વાત આપણે કરી. હવે આ તેજગઢના બાળકોના સંગીતના કારણે જુની પેઢી અને નવી પેઢી એકઠી આવી રહી છે. કેવી જાદુ થઈ ને ? બાળપણ એટલે ગાવાના અને નાચવાના દિવસ. આનંદના અને ઉલ્લાષના દિવસ. માત્ર રેડીઓ અને ટેલીવીઝન પર આવે એટલું જ સંગીત હોતું નથી. રેડીઓ ઉપર કોણ ગાય છે એ આપણને જોવા નથી મળતુ. અને ટેલીવીઝન પર જે નાચે છે એમની સાથે આપડી વાત થઈ શકતી નથી. એટલે આપણું પોતાનું સંગીત હોવું જોઈએ. દરેક બાળકે પારંપરિક ગીતો શીખવા જોઈએ. આપના માતાપિતાને અને દાદા દાદીને આવા ઘણા બધા ગીતો યાદ હોય છે. તે તેમની પાસેથી શીખવા જોઈએ. આપણા નજદીક કોઈ વાદ્ય વગાડવા વાળા, વાંજત્રો વાળા રહેતા હશે તો તેઓ પાસેથી આ કલા ખાસ મેળવવી જોઈએ. તો પછી આપનું જીવન આનંદમય બનશે.

જનમ્યા પછી દરેક બાળક રડે છે. થોડુ સારા સુરમાં રડવું જેથી સાંભાળનારાને આનંદ મળે, એ સંગીત. સંગીતથી દુનિયામાં આનંદ વધશે. વધે છે. એટલે ચાલો બધા ગાતા થઈએ, નાચતા થઈએ. તો કેટલો બધો આનંદ ?





